

# બાળકોની ધર્મ-શિક્ષા.

## પ્રથમ ભાગ.


લેખક,

શ્રીપાદ દામોદર સાતવળેકર, ઔંધ (સતારા).



પ્રકાશક,

સ્વાધ્યાય મંડળ માટે

બાપુલાલ કુબેરદાસ પટેલ, સાંતાક્રુઝ (મુંબઈ).

આવૃત્તિ ૨ જી. કિંમત પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૭. ૦-૧-૦. સને ૧૯૨૧

## માતાપિતા તથા શિક્ષક પ્રત્યે નિવેદનઃ—

પંડિતશ્રી શ્રીપાદ દામોદર સાતવળેકરજીએ બાળકોની ધર્મ શિક્ષા માટે, તેમજ પુખ્ત વયના સ્ત્રી પુરૂષોના સ્વાધ્યાય માટે જુદી જુદી ગ્રંથમાળા હિંદી ભાષામાં કાઢેલી છે. જે પૈકી બાળકોની ધર્મ શિક્ષાના પ્રથમ ભાગનું આ ગુજરાતી ભાષાંતર છે, આ પુસ્તકમાં ૧૪ વાકયો સંસ્કૃત ભાષામાં છે. એટલાં બાર મહિનામાં બીજા કે ત્રીજા ધોરણના બાળકોને અર્થ સાથે શીખવી મોઢે કરાવતાં તેમનાપર વધુ બોજો પડે તેમ નથી. કુમળી વયના બાળકો ઉપર જેવા સંસ્કાર પાડીએ તેવા સેહેજ પડી શકે છે, અને આવા સંસ્કારથી તેઓને ભવિષ્યમાં ઘણો લાભ થશે. આશા છે કે આમાં માતાપિતા તેમજ શિક્ષક વર્ગ ભવિષ્યની પ્રજાના સુધાર માટે અવશ્ય મદદ કરશે.

સાન્તાક્રુઝ.<br>
આશ્વિન શુક્લ પક્ષ.<br>
પ્રતિપદા.

પ્રકાશક.



# બાળકોની ધર્મશિક્ષા.

## પ્રથમ ભાગ.

લેખક,

શ્રીપાદ દામોદર સાતવળેકર, ઔંધ (સતારા).

પ્રકાશક,

સ્વાધ્યાય મંડળ માટે

બાપુલાલ કુબેરદાસ પટેલ, સાન્તાક્રુઝ (મુંબઈ).

આવૃત્તિ બીજી. પ્રત ૨૦૦૦.

સંવત્ ૧૯૭૭ (કિંમત એક આનો.) સને ૧૯૨૧.

શ્રીકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસમાં રતીલાલ હરજીવન પટેલે છાપ્યું.

નં. ૯, અનંતવાડી, મુંબઇ.

## ઉદ્દેશ.

વૈદિક ધર્મની જ્યોતિનો પ્રકાશ મનુષ્યોના અંતઃકરણમાં બાલ્યવસ્થાથી થવાની ઘણી જરૂર છે. જ્યાંસુધી બાળકોની પાઠવિધિમાં વૈદિક ધર્મનો અભ્યાસ હોય નહિ ત્યાંસુધી ઇચ્છેલું કાર્ય થઇ શકે નહિ. એ હેતુથી બાળકોની ધર્મ-શિક્ષા માટે આ પુસ્તક બનાવ્યું છે; આશા છે કે અધ્યાપક તથા માતાપિતા આ ઉદ્દેશની સિદ્ધિમાં સહાયતા આપશે.

શ્રીપાદ દામોદર સાતવળેકર,

ઔંધ, (જીલ્લા સતારા).

॥ ॐ ॥

# બાળકોની ધર્મ-શિક્ષા.

## પ્રથમ ભાગ.

### પાઠ ૧.

## सत्यं वद ॥ १ ॥

तैत्तिरीय उ. १।११

અર્થ-(सत्यं) સાચું (वद) બોલ.

ભાવાર્થ.

હે બાળક! તું હમેશાં સાચું બોલ. કોઇ વખત જૂઠું ન બોલીશ. સાચું બોલવાથી પ્રભુ રાજી રહે છે. સાચું બોલવાથી આપણી ચડતી થાય છે. સાચું બોલવાવાળા માણસ ઉપર બધા લોકો વિશ્વાસ રાખે છે.

પાઠ ૨.

# धर्मं चर ॥२॥

तै. उ. १।१२

અર્થ-(धर्मं) ધર્મનું (चर) આચરણ કર.

ભાવાર્થ.

ધર્મના નિયમોનું પાલન કરો. કોઈ વખત પણ અધર્મનું આચરણ કરશો મા. ધર્મથી મનુષ્યની ચડતી થાય છે, અને અધર્મથી મનુષ્યની પડતી થાય છે.

વૈદિક ધર્મ ઘણોજ શ્રેષ્ઠ ધર્મ છે. એજ ધર્મથી માણસોનું કલ્યાણ થાય છે.

પાઠ ૩.

# स्वाध्यायान्मा प्रमदः ॥ ३ ॥

तैत्तिरीय उ. ११।१६

અર્થ–(स्व-अध्यायात्) પોતાના પઠનપાઠનમાં (मा प्र-मदः) આળસ ન કરો.

ભાવાર્થ.

સારાં પુસ્તકોનો અભ્યાસ કરવાથીજ ઉન્નતિ થાય છે; માટે દરેકે પોતાનું વાંચન ઉત્તમ પ્રકારનું કરવું જોઇએ.

જેઓ ભણતા નથી તેમની અવસ્થા બહુજ ખરાબ થાય છે; અને ભણે છે તેઓ વિદ્વાન્ બનીને શ્રેષ્ઠ થાય છે. એટલા માટે સારા ગ્રંથો જરૂર વાંચવા જોઇએ.

પાઠ ૪.

# भूत्यै न प्रमदितव्यम् ॥४॥

तै. उ. ११९

અર્થ-(भूत्यै) ઉન્નતિના કાર્યમાં (प्र-मदितव्यं) આળસ (न) ન કરો.

ભાવાર્થ.

શરીર, મન, બુદ્ધિ અને આત્માની અંદર બળ વધારવું જોઇએ. એજ સાચી ઉન્નતિ છે. શરીરનું બળ કસરતથી વધે છે, મનનું બળ અભ્યાસથી વધે છે, બુદ્ધિનું બળ જ્ઞાનથી વધે છે, અને આત્માનું બળ સચ્ચાઇથી વધે છે. એટલા માટે એ સર્વ વધારી શ્રેષ્ઠ બનો.

પાઠ ૫.

## देवपितृकार्याभ्यां न प्रमदितव्यम्॥

तै. उ. १।११

અર્થ-(દેવ) વિદ્વાન્ અને (પિતૃ) માતપિતાના (કાર્યાભ્યાં) કર્તવ્યોમાં (ન પ્રમદિતવ્યમ્) આળસ ન કરો.

ભાવાર્થ.

માતા, પિતા, ગુરૂ અને બીજા શ્રેષ્ઠ સજ્જનોની આજ્ઞાનું પાલન કરો. તેઓની સેવા કરો. કદીપણ તેઓને દુઃખ ન દ્યો. તમારાં સારાં આચરણથી એમને ખુશી રાખો, અને એમનું હંમેશાં સન્માન કરો.

પાઠ ૬.

# मातृ-देवो भव। पितृ-देवो भव॥

तै. उ. १।११.

અર્થ–(मातृ-देवः) માતાની પૂજા કરવાવાળા (भव) બનો. (पितृदेवः) પિતાની પૂજા કરવાવાળા (भव) બનો.

ભાવાર્થ.

માતા દેવી છે અને પિતા દેવ છે. એમનું હંમેશાં સન્માન કરવું જોઇએ પોતાનાં માતાપિતાનું કોઇ વખત અપમાન ન કરો. હંમેશાં સવારમાં તેમજ સાંજે સૂતી વખતે તેમને નમસ્કાર કરવાનું ભૂલતા નહીં.

પાઠ ૭.

# आचार्य-देवो भव।
# अतिथि-देवो भव॥७॥

तै. उ. ११२९

અર્થ-(आचार्य-देवः) ગુરૂને દેવ સમજો અને (अतिथि-देवः) અતિથિને દેવ સમજો.

ભાવાર્થ.

શિક્ષક, ગુરૂ તથા વિદ્વાન્ સંન્યાસી વગેરે અતિથિ હંમેશાં પૂજવા લાયક છે. માટે એમનો સત્કાર કરો. ગુરૂજીને હંમેશાં નમસ્કાર કરો. ગુરૂજીના વિષયમાં કદીપણ ખોટો વિચાર અથવા ખોટું ભાષણ કરો નહિ. વિદ્યાર્થીઓએ હંમેશાં ગુરૂજીની તરફ માન રાખવું જોઇએ.

પાઠ ૮.

# यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि। नो इतराणि ॥८॥

तै. उ. ११९

અર્થ-(यानि) જે (अनवद्यानि) સારાં (कर्माणि) કર્મો છે (तानि) તેઓનું જ (सेवितव्यानि) આચરણ કરો. (इतराणि) બીજાં (नो) નહિ.

ભાવાર્થ.

હંમેશાં સારાં કામ કરો. કોઇપણ વખત ખરાબ કામ કરવું નહિ. સારાં કામ કરવાથીજ શ્રેષ્ઠતા મળે છે. ખરાબ કામ કરવાથી સઘળા લોકો નિંદા કરે છે. માટે સદાચારને કોઇ પણ વખત ન છોડવો.

પાઠ ૯.

# ऋतं वदिष्यामि।
# संत्य वदिष्यामि ॥१॥

तै उ. ११

અર્થ-(ऋतं) સરળ ઠીક (वदिष्यामि) બોલીશ. (सत्यं) સત્ય (वदिष्यामि) કહીશ.

ભાવાર્થ.

જેવું જાણતા હોઇએ તેવુંજ બરાબર સરળતાપૂર્વક કહેવું જોઇએ. એમાં છળ કપટ કરવું વ્યાજબી નથી.

સાચું બોલવાના નિયમનું ઉત્તમ રીતિથી પાલન કરવું જોઇએ. ગમે તેટલી આપત્તિ આવે તોપણ સત્યને છોડવું નહિ.

પાઠ ૧૦.

## जिह्वा मे मधुमत्तमा ।
## कर्णाभ्यां भूरि विश्रुवम् ॥ १० ॥

તૈ. ઉ. ૨।૪

અર્થ-(मे) મારી (जिह्वा) જીભ (मधुमत्तमा) ઘણીજ મીઠી થાય. હું (कर्णाभ्यां) મારા કાનોથી (भूरि) સારી રીતે (विश्रुवं) સાંભળું.

ભાવાર્થ.

જીભ એટલે બોલીમાં, અથવા ભાષણમાં મીઠાપણું હોવું જોઇએ. કઠોર ભાષણ કરવું સારૂં નહિ.

હંમેશાં કાને સારી વાતજ જવી જોઇએ. કદીપણ ખરાબ વાતો ન સાંભળવી.

પાઠ ૧૧.

# न बिभेति कदाचनेति ॥११॥

तै. उ. २।४

અર્થ-ધર્માત્મા (इति) એ પ્રકારે (कदाचन) કોઈપણ વખત (नबिभेति) ડરતા નથી.

ભાવાર્થ.

જેઓ વૈદિક ધર્મના નિયમોને અનુકૂળ ચાલે છે તેઓ કદીપણ કોઇથી ડરતા નથી. ખરાબ કામ કરવાવાળાજ હંમેશાં ડરતા રહે છે; સારાં કામ કરવાવાળા સદા નિર્ભય હોય છે; એટલા માટે દરેક માણસે સારાં કામો કરી નિર્ભય બનવાનું ઇચ્છવું જોઇએ.

પાઠ ૧૨.

# अन्नं न निंद्यात् । तद्व्रतं ॥ १२॥

तै. उ. ३।७

અર્થ-(अन्नं) અન્નની (न निंद्यात्) નિંદા ન કરો. (तत्) તે અન્ન (व्रतं) આદરણીય છે.

## ભાવાર્થ.

અન્નની નિંદા ન કરાય. અન્ન પવિત્ર અને આદરણીય છે. અન્નની નિંદા કરીને તેનું ભોજન કરવાથી શરીર રોગી બને છે, પણ તેને આનંદ સાથે ભક્તિપૂર્વક ખાવાથી શરીર પુષ્ટ થાય છે. એટલા માટે આરોગ્ય મેળવવા સારૂ અન્નની નિંદા કરવી વ્યાજબી નથી.

પાઠ ૧૩.

# मित्रस्याऽहं चक्षुषा सर्वाणि भूतानि समीक्षे ॥१३॥

यजु अ. ३६।१८

અર્થ-(अहं) હું (मित्रस्य) મિત્રની (चक्षुषा) દૃષ્ટિથી (सर्वाणि) સર્વ (भूतानि) પ્રાણીઓને (सं-ईक्षे) જોઉં છું.

## ભાવાર્થ.

સર્વ પ્રાણીઓ તરફ મિત્ર એટલે પ્રેમની દૃષ્ટિથી જોવું જોઇએ.

સઘળા પ્રાણીઓનું હિત કરવું જોઇએ. કોઇએ પણ કોઇપણ પ્રાણીને દુઃખ ન દેવું જોઇએ. સઘળા ઉપર પ્રેમ રાખવો જોઇએ. કોઇની સાથે દ્વેષ કરવો નહિ.

પાઠ ૧૪.

# अभयं मित्रादभयममित्रात्।

अथर्व.–का. १८. सू. १६, मं. ६.

અર્થ–(मित्रात्) મિત્રથી (अभयं) નિર્ભયતા પ્રાપ્ત થાઓ તેમજ (अमित्रात्) શત્રુથી પણ (अभयं) નિર્ભયતા પ્રાપ્ત થાઓ.

ભાવાર્થ.

જેમ આપણે પોતાના મિત્રોથી ડરતા નથી તેમ શત્રુથી પણ નિડર રહેવું જોઇએ; કારણકે મનમાં નિર્ભયતા ધારણ કરવાથી બળ વધે છે.

ધાર્મિક મનુષ્યોજ નિર્ભય હોય છે. એટલા માટે પોતાનાં આચરણ ધર્મને અનુકુળ કરવાં જોઇએ. પરમેશ્વરની ઉપાસના કરવી તથા સત્ય અને પ્રેમની સાથે મનને નિર્ભય બનાવવું, એજ માનવી ધર્મ છે.

ॐ शांतिः। शांतिः। शांतिः॥

"स्वाध्यायान्मा प्रमदः ॥" तै. उ. १।११॥

"સ્વાધ્યાય કરવામાં આળસ ન કરો."

"વેદનું ભણવું ભણાવવું, સાંભળવું સંભળાવવું એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે,

વેદના સ્વાધ્યાયથીજ મનુષ્યો પોતાનું જીવન સુધારી શકે છે, એટલા માટે શાસ્ત્રમાં પ્રતિદિન સ્વયં સ્વાધ્યાય કરવાની આજ્ઞા છે. એ આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી મનુષ્યો દુ:ખી થાય છે. જીવનમાં શાન્તિ ચાહતા હો તો સ્વાધ્યાય શરૂ કરો અને તેની સહાયતા માટે નીચેનાં પુસ્તકો અવશ્ય મંગાવો.

## वैदिक–धर्म–ग्रंथ–माला ।

(१) **वेदका स्वयं शिक्षक** । मू. १॥) डेढ रु. ।
(२) **संध्याका अनुष्ठान** । संध्याकरनेकी रीति मू. ॥ आठ आ.
(३) **संध्योपासना** । प्रतिदिनका योगसाधन । मू. १।) रु. ।
(४) **वैदिक प्राणविद्या** ( प्राणायाम पूर्वार्ध ) मू. १) रु. ।
(५) **नरमेध** । मानवी उन्नतिका साधन । मू. १) रु. ।
(६) **एक ईश्वर उपासना** । सर्वमेध यज्ञ । मू. ॥) आठ आना
(७) **सच्ची शांतिका उपाय** । शांतिकरण । म. ॥) आठ आना
(८) **रुद्रदेवता–परिचय** । मू. आठ आने ॥)